# ડિમજી સ્તુતી.

ભાગ ૧ લો.

સર્વે શીખીલા દેવી ભક્તોને સારૂ.

બનાવી છપાવી પ્રસિદ્ધ કરનાર

## साकरलाल गवरीशंकर व्यास.

મ૦ મિ૦ વ૦ નં૦ ૨ ની નિશાળનો માજી

પંડ્યો આશીર્ટ૮.

આવૃત્તિ ૧ લી.



## अमदावादमां.

સામળાની પોળ પાસે ખડી પરભુલાલ
નાહનાલાલના મકાનમાં પાડીલાલ
હરીસંગના "ગુ૦ બુ૦" પ્રેસમાં
કુંવરજી હરીશંગે છાપી.

સંવત ૧૯૩૨—સન ૧૮૭૬

કિંમત ચાર આના.

# પ્રસ્તાવના

આ અલ્પ પુસ્તક, ઘણીજ સંભાળથી અને શોધ તથા વિચારે કરી, કેટલીક નવી બાબતો બનાવી દાખલ કરીછે અને તે બનાવવામાં મારા મિત્ર નામે ગંગાશંકર મુળ-જાશંકરે અને છપાવવામાં રેવાશંકર જેઠાભાઈ તથા હરી-લાલે ઘણીજ કીમતી મદદ કરીછે. માટે તેમનો હું ઘણોજ ઉપકાર માનું છું. અને આ મારો પહેલોજ પ્રયત્ન હોવાથી કાંઈ પણ ચુક નજર આવે તો વાચનાર વિદ્વાન સુધારશે, એવી આશા રાખુંછું અને આશા છે કે વિશેષ કરીને કા-રીગર વાણીઆ તથા બ્રાહ્મણને ઘણીજ ઉપયોગી થઈ પડશે.

હું આશરે વર્ષ ૧ થી છઠા ધોરણનો અભ્યાસ કરવા માટે પાટડીઆ સુપીરીઅર ઈવનીંગ સ્કુલના માસ્તર મો-હનલાલ કલ્યાણજી પાસે જતો પરંતુ હાલમાં પાસ થ-વાથી અને ત્યાં પિંગળ શીખવાથી મેં મારી અલ્પ મતી વડે આ પુસ્તક બનાવીને છપાવ્યું છે. અને આશા રા-ખુંછું કે જે માણસ ત્યાં અભ્યાસ કરવા માટે જશે, તે પોતાનું કામ નિશ્ચે કરીને આવશે. કેમકે ત્યાં ઘણુંજ સારૂ શીખાય છે. અને માસ્તરના ગુણ તો મારી ટુંકી બુદ્ધીથી કેહેવાઈ શકાતાજ નથી, કેમકે વળી કોઈ એમ કહે કે એ પાસ થયા એટલે વખાણેજતો. પણ કોઈ વિદ્યારથી ત્યાં જઈને વાકેફ થશે તો તેને પણ માલુમ પડશે. વળી તેમનો હું ઘણોજ પાડ માનુંછું કે તેમણે મને અભ્યાસ કરાવવામાં ઘણીજ કીમતી મદદ આપેલી છે. એજ અરજ.

વ્યાસ સાકરલાલ અવરીશંકર (સહી).

## દોહરો.

ગમંત છે ગુજરાતમાં, ગામ છે અમદાવાદ;
રાજનગર કહે શહુ, મનથી તજી વીખવાદ. ૧
શાહપુર શેહેર સોહામણું, કઠણ કિલ્લા દિશ;
રહુંછું દરવાજા કને, ભાગોળી પશ્ચિમ દિશ. ૨
લક્ષણવંતી પોળ છે, ખારેડી જેનું નામ;
બની કારક મેં લખ્યું, તેમ થયા સુખ ધામ. ૩
સને અઢાર છોંતેરની, જાનેવારી માસ;
સાકરલાલ એમ વિનવે, સર્વ સભાનો દાસ. ૪

# હિમજા સ્તુતિ*



## પ્રાર્થના.

### દોહરો.

પ્રથમ શારદા વિનવું, માગું એક પસાઅ;
ગુણવર દો વરદાએની, સુભ મતિ આપો માઅ. ૧
શ્રી ગુરૂને ચરણે નમું, ગણપત રહું કરજોડ;
સર્વ કવિને કરૂ વિનતી, કોઇ માં દેશો ખોડ. ૨
જેની શક્તિથી થયાં, ભૂમી જળ ગિરી આકાશ;
જશ જેના બહુ બહુ વળી, વંદુ તે અવિનાશ. ૩
સૃષ્ટી સૌ પેદા કરી, કર્યા સુરજ ને ચંદ્ર;
કૃપા કરીને ઈશ્વરી, કરજો ગ્રંથ પસંદ. ૪
માટે કરૂ આ ઈશ્વરી, તમને ઘણીક સલામ;
જેથી રાઉ મંડળી તણું; વધે દેશમાં નામ. ૫
ઝારોળાની ઈષ્ટ છો, જગત જનેતા માત;
સહાય કરોને હિમજા, સુખ પામે સઉ ન્યાત ૬
ગુજર ખંડ રળિયામણો, શહેર છે અમદાવાદ;
શાહાપુરમાં બિરાજતા, શેવકની સુણવા દાદ. ૭
સાકરલાલ કહે સદા, જોડે ગંગારામ,
મિત્ર બ જોડે મળ્યા, વર્ણવ કરવા કામ. ૮

# स्तुती.

લલિત વૃત.

હિમગિરી સુતા હિન પ દયા, માત માહરી આપજે મયા;
વિપ્ર તાહરો વિનવે તુને, જ્ઞાતિ બળતરા થાયછે મુને. ૧
પ્રથમ દાસને બહુ દયા હતી, કાર્ય તેહનાં સિદ્ધ કર્યા સતી;
કળી કાળમા ફેર થાય હવે, દાસ તાહરો તુજને સ્તવે. ૨
દ્વિજ સહુ મળી ખંડ તે કર્યા, આપ આપના મનસુ તર્યા;
પ્રથક બાર તે દેખ દીકરી, આપ આપમાં ગીત એ કરી. ૩
સગાં સંબંધીમાં સબપણો કરે, મામા માસીને દોહથી ન કરે;
એ કુકર્મમાં પ્રસન્ન છે બહુ, ગોક ગર્કે તે થાય છે સહુ. ૪
ભણ્યા દાસને નાર ના મળે, દુખી કોપ દયા મન ના કરે;
અંતરે વસો આપ ઇશ્વરી, મન તેના કુણાં કરજો ખરી. ૫
કુટિલ ચાલ તુ કાઢને હવે, સુપ સંપની ચિતમાં સવે;
વાલ ખીજને વર્ષ તાહરી, કરુણા તેહને શાણ તે કરી. ૬
દાસને દયા દાન દીજીએ, સર્વ જ્ઞાતિમાં સંપ કીજીએ;
પુત્ર આપીઆ પ્રેમ તેં ધરી, નાર ના મળે વાત શી કરી. ૭
વંશ જાયછે વિપ્રના ફરી, ઉદર આતીને આશા ના સરી;
પરણુવા સહુ પ્રિત તો કરે, નહીંત નાતમાં અર્થ ના સરે. ૮
દુખ પુરસુ આપ તો જમે, અર્થ પારકો મન ના ગમે;
એવું દેખીને આતમા સુખી, જ્ઞાતિ દુઃખથી થાય ના દુઃખી. ૯
પુત્રો વર્ષની પ્રેમ તુ કરે, રાખ જીવની અર્થ સહુ સરે;

તે પછી સૌહુ પદવિ પામશો, દુઃખ સમુદ્રમાં સર્વ વામશો; ૧૦
હિમગિરી સુતા મનમાં વસો, રંક દાસને દંડ ના કશો;
ધરેના તુને ત્રિપુર સુંદરી, વિષમ સંકટ કાપને ખરી. ૧૧
અરર આપરે મેહેર કરો, તવ પ્રતાપથી સરવે તરો;
એવું જાણીને કરોને દયા, દાસ ઉપર રાખજો મયા. ૧૨
ઝારોળા સહુ હેવારે હશો, રાજનગરમાં પાસોરે વસે;
છંદ એ રચ્યો દુઃખ જોઇને, સુંદર વિપ્રને નગી મોઇને ૧૩
શાકરલાલ કહે ભજો હિમજા, નહિ ભજો તમે તો પામશો સજા,
દુષ્ટ કર્મથી વેગળા રહો, દિપક કાંતિને સુખ તમે ચહો. ૧૪
જે પઢીજ વધે આબરૂ ઘણી, જુગતમાં પસે કીર્તિ તમતણી;
પછી શું મહુ માગું તો મળ્યાં, ભય દુઃખને સંકટ ટળ્યાં. ૧૫

---

## सात वार.

રાગ લાવણીનો.

આદિતવારે આપ હિમજા, બેઠ છો ઝારોળગાંઇ,
સુરીવર મુનીવર સેવે તુજને, ધ્યાન ધરૂ અંબે માઇ. ૧
શોમવારે તો શેવું તુજને, માત મનોહર મુજ તાતા;
વર્ણુંવ તેરા ક્યા કરૂં મૈયા, સાતવાર તેરા ગુણ ગાતા. ૨
મંગળવારે માત માહુરી, ફક્ત છો આસન વાળી;
બ્રહ્મા વિષ્ણુ મુનીવર સર્વે, વદન કમળ પર જાય વારી. ૩
બુધે બુદ્ધિ દીજ્યો મોરી માતા, સર્વ શેવકકુ સાર કરે;
પુષ્પ ધુપ નૈવેદ કરીને, સર્વ સેવક તારૂં ધ્યાન ધરે. ૪

ગુરૂવારે ગાઉં ગિતા, ગુણ સાગરમાં માન ખડી;
દાસ તારા વર્ણવે તુજને, તારા ચરણ વિશે તું રાખ જડી. ૫
શુકરવારે શેવા કીધી, સહુ શેવકને વહાર કરે;
પાન સોપારી ધજા નાળિયેર, ચંદન ચોખા ભેટ ધરે. ૬
શનીવારે શેવા કીધી, ખુશી થયાં હિંમતજે બાઈ;
દાસ ગંગ કહે સાકરલાલ, તમે ભજો મુજ માઈજી. ૭

---

## पंदर तिथी.

સખી પડવે મોરી માડીરે, હું નિરખું કહાડી દાડીરે;
સારી શોભે મૈયાજીની વાડી, હિંમતજગાત આપ કરૂણા કરજોરે.
સખી બીજે બિરાજોછો આપરે, કાપો શેવક જનના પાપરે;
તમે દીધો મુગલને આપ, હિંમતજ૦ ૨
સખી ત્રીજે તે ગનુને ઘેરરે, શિવ દક્ષને થયું ત્યાં વેરરે;
ત્યાંતો વર ચોછે ઝાંનો ફેર, હિંમતજ૦ ૩
સખી ચોથે જગન દક્ષ કીધોરે, રૂશી સર્વે આશીરવાદ દીધોરે;
જગન શિવ વનાનો કીધો, હિંમતજ૦ ૪
સખી પાંચમે ઉમા શિવ પાસેરે, આજ્ઞા સારૂ ગયાં દક્ષ વાસેરે,
પછી ઝંપાપા અગ્નીની પાસે, હિંમતજ૦ ૫
સખી છઠે જનમ માથે લીધોરે, હિમાચળને આનંદ ઘણો દીધોરે
પ્રાણ સુંભ નિસુંભનો લીધો, હિંમતજ૦ ૬
સખી સાતમે સતીને શણગારીરે, બેઈ જન આવ્યા ત્રિપુરારીરે

તમેશ કાઢીને ખહ્મ મોરારી, હિમજા૦ ૭
સખી આઠમે બ્રહ્માજી આવ્યારે, ઘેર મીનકાને મન ભાવ્યારે
જઈ મંડપમાં પધરાવ્યા, હિમજા૦ ૮
સખી નોમે હિમ પધરાવ્યારે, જવ તલને ઘૃત હોમાવ્યારે;
મિનકા કંસાર પીરસવા આવ્યાં, હિમજા૦ ૯
સખી દશમે ળપાંછે જ્યારરે, ત્યાંતો મંગળ વરત્યાં છે ચારરે;
આપ્યાં કુંચી સહીત ભંડાર, હિમજા૦ ૧૦
સખી એકાદશીને દીનેરે, ગોરવ નોતરે રાણી મીનકારે,
જમવા આવજો થઈને ભીન, હિમજા૦ ૧૧
સખી બારશે પહેરામણી કીધીરે, વાટ ઝારોલ કેરી લીધીરે;
મીનકાએ હિમજાને આશિષ દીધી, હિમજા૦ ૧૨
સખી તેરશે ઝારોળ આવ્યારે, થાળ ભરી મોતીડે વધાવ્યારે;
રાણી વેશ્રવીને મન ભાવ્યા, હિમજા૦ ૧૩
સખી ચૌદશે થઈ વધાઈરે, બેઠાં હિમજા શીંહાસન જઈરે;
લોક કહેછે જય જય માઈ, હિમજા૦ ૧૪
સખી પુનમે મુગલ મારીરે, આપ કુવા વિષે સધારીરે;
એવી અકળ કળા છે તારી, હિમજા૦ ૧૫
સખી પંદર તીથો થઈ પુરીરે, સાકરલાલની વાણી મધુરીરે;
ભંગાશંકરની ટેવ ટાળ બુરી, હિમજા ગાત આપ કરૂણા કરજોરે.



# बार महिना.

સખી ભાદરવો તો પર લઈએ, તેમાંતો માજીનો જનમ દીવસ

કહીએ,

તેતો ભાઈને આપણે પાવન થઈએ, શેવોને આરોળની રાણી. ૧

સખી આસોની રાત અતિ રૂડી, માએ પેર્યાં કંકણને ચૂડી;
વાગે બહુ નવરાત્રોમાં ડુંડી, શેવોને૦ ૨

સખી કારતકે આવી દિવાળી, હુંતો શીર વણું કે સુંવાળી;
માજી તારા વદનપર જાઉં વારી, શેવોને૦ ૩

સખી માગશરે મન મારૂં મળીયું, જઈ માને ગોખલે જડીઉં;
મારૂં ચિતડું ચરણ કમળ કરીઉં, શેવોને૦ ૪

સખી પોસે તો પસી પુનમ કહીએ, માને નિરખીને પાવન થઈએ;
માતા ચિત આરોળમાં રહીએ, શેવોને૦ ૫

સખી માહે તો વસંત રૂતુ આવી, તેતો સઉ સંતજનોને ભાવી;
તેની નૌતમ શોભા શી ગાવી, શેવોને૦ ૬

સખી ફાગણે ફેર ફરૂં ડોળા, પેર્યાં માએ ચરણાં ને ચોળી,
પેર્યાં સાળુ કેશરમાં બોળી, શેવોને૦ ૭

સખી ચઈતરે ચિત્તમાં પેઠી, માજી માડી સિંહાસને બેઠી;
સર્વેને દ્રષ્ટી રૂજે મીઠી, શેવોને૦ ૮

સખી વૈશાખે પાકે શાખુ કેરી, પવન ત્યાંતો વાએછે લેરી;
માડી ઉપર મેહેર રાખો સારી, શેવોને૦ ૯

સખી જેઠે તો જુગતી બની સારી, બહુ ગોખ બહુચરને,'કાળી;
તમે આશા પૂરો ક્ષણ વહેવાળી, શેવોને૦ ૧૦

સખી અશાડે બપૈયા બોલે, ન આવે માજીને તોલે;
હું જઈ બેઠો છું માને ખોળે, શેવોને૦ ૧૧

શ્રાવણ તો સરવડીએ વરશે, ભાજી ભાજી વના મઈ તરશે;
ઘોડા દિને ભાજી મગશે, શેવાને૦ ૧૨
અધિક પુરૂષોતમ કહાવ્યો, શીવદ ગંગારામ તો આવ્યો;
શાકરલાલને તો સારૂ થાવો, શેવાને૦ ૧૩



# हिमजाष्टक भाग १.

રાગ ભૂજંગીનો.

અમે માગીએ હિમજા હાથ જોડી,
અમારાં બધાં વેર તું નાંખ તોડી;
કરો સુખ વાધ્યા ઘણી ખુશી રૂડી,
નમુ હિમજા ગારોળા ઈષ્ટ દેવી. ૧
કનક કુંજને કેવડા સાથ જડીઆ,
ગાને નિરખવા વાડને શૃંગ ચડીઆ;
અંગ હાથી ભટે તને માત શોભી, નમુ૦ ૨
ધર્યા ખડગ ખાડા ત્રીશુલ જી સાઈઆ,
સારી બુદ્ધિ તો દાસને આપી જોઈઆ;
થઈ નાદ ડંકા તણી ધુન ત્યેની, નમુ૦ ૩
વળી સ્વર્ગ સુવર્ણ આશ્ચર્ય પામે,
અખંડા વિનાશી ભજુ તુજ નામે;
મનુભુજ સિંહરૂપ અક્ષય એવી, નમુ૦ ૪
મહિસાસુરી દાનવી તું દપાળી,

જગત વંદની જનની તું ભવાની;
નિરાકાર સાકાર અક્ષય એવી, નમુ૦ ૫
ભજે હિંમજાને ધજે સર્વ દાસ,
કદી તે ફરી ન રહે ગર્ભવાસ;
તજે કામને આપ તો દ્રષ્ટી કેવી, નમુ૦ ૬
પિતા માતને મિત્ર સંતાન ભ્રાત,
એતો સર્વછે આળ પંપાળ વાત;
તેમાં અંતકાળે નાવે કોઈ કેવી, નમુ૦ ૭
રચ્યા છંદ ભક્તિ તણો છે પ્રબોધ,
સુણીને રખે કો ધરો મન ક્રોધ;
કહે છંદ ભણો નમુ અષ્ટ દેવી, નમુ૦ ૮
સાકરલાલની વિનતી મન આણો,
મિત્રો તમે સાહુ વેદ પ્રમાણો;
કરો કાજ એક તને માત સેવી, નમુ૦ ૯



# हिमजाष्टक भाग २.

રાગ ઉપર પ્રમાણે.

અમે માગીએ હિંમજા હાથ જોડી,
અમારાં બધાં વૈર તું નાખ્ય તોડી;
તારૂં નામ લેતાં મહા દુઃખ ભાજે,
માતા હિંમજા ભક્તને શીર છાજે. ૧

ગરબા સર્વદા માત મોટી ભવાની,
ચોસઠ જોગણી દેવી મુખે વખાણી;
મોટો ચુંદડો મુસ્તકે મોડ છાજે, માતા૦ ૨
સર્વ તિર્થ મોટાં ઘણું શું વખાણું,
પ્રથમ આજ આદ્ય ગંગા કુંડ જાણું;
તેમાં સ્નાન કરતાં મહા દુઃખ ભાજે, માતા૦ ૩
અરે મુજ માતા કરો સુખ સાતા,
ગાણના ગુણીજન તો ગુણ ગાતા,
તમે દાસ પાગ્યા દયા દીન આજે, માતા૦ ૪
ધર્યા ખડગ ખાંડા ત્રિશુલ દેવી શોહિએ,
સાથી ખુશી તો દાસને આપી જોઇએ;
તારે પારે તો દુંડભિ ડાક વાજે, માતા૦ ૫
ઘઇ જોત દીવા તણી માત શોહિએ,
પાચે ફુગણી ને પુરી નાદ મોહીએ;
બની ધુપ દીપ ર ી પૂજા આજે, માતા૦ ૬
વળી સ્વર્ગે સુવર્ગે આશ્રય પામે,
અખંડા વિનાશી ભજે તુંજ નમે;
તારા દર્શનથી થયુ સુખ આજે, માતા૦ ૭
અરે માત તારો ગામ મધ્યે વાસ,
કહે જન અખાશંકર તારો દાસ,
રાધનપુરથી કોસ બે તું બિરાજે, માતા૦ ૮
હું તો નિત્ય નમી રહું કરજોડ,

પુરો માજી મારારે મનના કોડ;
શાકરલાલને સુખ આપીજ આજે,
માતા હિમજા ભકતને શીર છાજે. ૯

## ગરબો.

રાગ ઉપરનો મહાદેવના ગરબાનો છે.

ગુરૂ ગણપત લાગુ પાય કે, સામી શારદારે લોલ;
આપો વાણી અમૃત સાર કે, ગાઉં ગુણ તાહરારે લોલ. ૧
ગાઉં ગુણ તે માજી માત કે, નામે હિમજનરે લોલ;
તેતો ઝારાળાની માત કે, સઘળા દેશમાંરે લોલ. ૨
પરથમ ઉમીઆનો અવતાર કે, હિમજા માતનોરે લોલ,
પ્રગટ્યાં દક્ષ તણે દરબાર કે, કાપ્યાં દુખ સાધનારે લોલ. ૩
તેનો ભાગવતમાં છે સાર કે, તેતો સાચું કહુંરે લોલ;
સ્કંધ ચોથો નેવળી જોવું કે, સ્વર્ગમાં પસારછે રે લોલ. ૪
ધર્મ કામ મોક્ષ પરમાણ કે, પ્રકરણ ચારછે રે લોલ;
ચાર પ્રકરણમાં પ્રખ્યાત કે, ધરમ પ્રકરણ છે રે લોલ. ૫
તેમાં ઉમાને શીવ પરણ્યા કે, તેથી પ્રખ્યાત થયાંરે લોલ,
તેથી સર્વને ઉર આણંદ કે, સુખ બહુ થયુંરે લોલ. ૬
મનુ નામે સુત પુરૂષ કે, મહા મોટા રાજવીરે લોલ;
તેની કન્યાનું લગન કે, તે વેળા થવા હતીરે લોલ. ૭
તેમાં સર્વ રૂષી આવીઆ કે, નોહોતરાં દેવા થકીરે લોલ;
સોમ દત્તો સાથે લાવીઆ કે, દુર્વાસા રૂષીરે લોલ. ૮

નારદજી નારદ હતા ત્યાંહકે, સરવે ભેગા થયારે લોલ;
દક્ષ પરજાપતિ ત્યાંહકે, થાય લગન વિવાહરે લોલ. ૯
શીવ આદિ ત્યાં આવ્યા કે, બ્રહ્માદીક બેઠા હતારે લોલ;
તેને સમે ત્યાં આવ્યા રૂષી કે; દક્ષ સુતા કહુંરે લોલ ૧૦
સરવે દેવ ઉઠીને ગયા કે, પાએ લાગવારે લોલ,
શીવ ઉઠયા નહિ તે વખત કે, દક્ષ કોપીઆરે લોલ. ૧૧
વિખવાદનું બીજ રોપાયું કે, આપ ઘણો દોખોરે લોલ;
પછી રાજન દક્ષ રૂષીએ કે, ત્યાંહ જગન આરંભ કીધે રે લોલ
શીવને ટાળીને લખ્યા દેવ કે, સરવ કંકોતરીરે લોલ;
દેવ સરવે વાહને બેશી કે, દક્ષને ઘેર ગયારે લોલ. ૧૩
શીવ પાસે ગયાં પારવતી કે, રજા માગવારે લોલ;
તેને સમે ના કેહેવા લાગ્યાકે, ત્રિભુવન પતિરે લોલ. ૧૪
આગ્યા લોપી પારવતીએ કે, બાપને ઘેર ગયાંરે લોલ;
ત્યારે માન દીધું નહિ ત્યાંહકે, જગન ઝંપલાઈ ગયારે લોલ.
તે વાત શીવ પાસે કહી કે, નારદ દેવ રૂશીરે લોલ;
સતિ આવ્યાં તતકાળ ઘેર કે, કોઇએ બોલાવ્યા નહીરે લોલ.
પછી જગ્નમાં પોતે હાથે કે, માળી પડી મુઆંરે લોલ;
સરવે વાત જેવી બની હતી કે, તેની તમને કહીરે લોલ ૧૬
ગયા નારદ પોતાને ઘેરકે, આકાશ મારગેરે લોલ;
એ વાત તો એટલેથી રહીકે, દેહ ધારણ કર્યાંરે લોલ. ૧૭
હિમાચળ પરવત છે બાપ કે, મનમાં આનંદ થયોરે લોલ;
હવે માનું નામ છે મીનકા કે, તેને પટરાણી થઇરે લોલ. ૧૮

તેનું વર્ણન કહુંછું મોટે કે, આઠ અધ્યાય સુધીરે લોલ;
તેતો હેત કરી સાંભળજો કે, સરવે કાન દઈરે લોલ. ૨૦
જનમનો માસ કહું મુખથી કે, ભાદરવા સુદીરે લોલ;
છઠને રવિવાર શોભે કે, પુષ્ય નક્ષત્રરે લોલ. ૨૧
બાંધ્યાં હીમ નગરીમાં તોરણ કે, પરવત બારણેરે લોલ;
ગાય ગુણ મળી સહુ ભાટ કે, ચારણ સાથે મળ્યારે લોલ
જનમોત્સવ કરવા કાજે કે, તેડ્યા જોશી ઘણારે લોલ;
જોઈ સહુ શુભ વારને તિથી કે, જોશી એમ બોલ્યારે લોલ
પુત્રી ભાગ્ય તણો નહી પાર કે, મુખે શું કહુંરે લોલ;
પરણશે ભોળા શંભુનાથ કે, કહેવાશે મહા સતીરે લોલ ૨૪
કરશે આશાળ ગામનું રાજ કે, સહુ સુખીઆં કરશેરે લોલ;
આણશે દૈત્ય તણો તો કાળ કે, સહુ દુઃખ વામશેરે લોલ ૨૫
તોરણ બાંધ્યા રસાળ ઘેર કે, વળી સેન પાથર્યાંરે લોલ;
થાયે ત્યાં જયનો ઉચ્ચાર કે, શણગારે બારણાંરે લોલ. ૨૬
સરવે માનુની મળી ત્યાં કે, તાળી પાડે ગીતથીરે લોલ,
થવા વખાણનો ઉચ્ચાર કે, વેંચ્યાં પાન રીતથીરે લોલ ૨૭
વાગે ચોઘડીઆં તત્કાળ કે, રૂપમાં નહી મણારે લોલ;
વાગે મૃદંગને તાલ જોવા કે, દેવતા સહુ ભેગા થયારે લોલ
પછી માતાજી સાથ શંકરેશ્વર કે, રમવા નીસર્યારે લોલ;
સહુ શોભવા લાગ્યાં ત્યાંઈ કે, પગે ચાલતાંરે લોલ. ૨૯
પગે ઘુઘરીનો ઘમકાર કે, શોભા શી કહુંરે લોલ;
એકા પરવતને ઘેર આવી કે, લોકો નમે સહુરે લોલ. ૩૦

તેને સંગે કહું ભાઇ વાત કે, કૌતક તાંહ થયું રે લોલ,
રમતા દીઠાં અસુર આવ્યા કે, જોવા કારણે રે લોલ. ૩૧
સુંભ નિસુંભને કહી વાત કે, એક સ્ત્રી સબળ રમે રે લોલ;
વરશ નવની છે તે નાર કે, રમત સહુને ગમે રે લોલ. ૩૨
આડી ફરી અસુરને ફેર કે, ત્યાંથી મોકલ્યો દાસને રે લોલ;
આવ્યો અસુર તેણી વાર કે, હિમગિર પાસ કને રે લોલ. ૩૩
આવી વખાણે તે અસુર કે, સુંભ નિસુંભને રે લોલ;
સુણી ઇશ્વરી અવતાર વાત કે, કહું તેતો દુષ્ટને રે લોલ ૩૪
સઉ દઇતોને તે રાજ કે, વરણવ શું કહું રે લોલ;
વરતે વરોને આજ તમે કે, હું તમને કહું રે લોલ. ૩૫
ઐરાવત પર ગાજે કે, કામે દુર્ગા બારણે રે લોલ;
ભીજાં વેમાન છે પાસે કે, તેતો સુખ કારણે રે લોલ. ૩૬
પછી કોપથી બોલ્યાં ત્યાંહ કે, માજીએ વાણી કહી રે લોલ,
એ વરને હું કહું છું કે, વરાણવા નહી હઉ રે લોલ. ૩૭
પરાણવું હોય તો તારે કે, કહું તે સાંભળે રે લોલ:
જુધ જીતે મુજ સાથે કે, તેને તમે વરો રે લોલ. ૩૮
નીકર તમારો તો બાલ કે, નહી કાંઇ વાળશે રે લોલ;
નીકર સંકર સરખા વીર કે, તારે માથે વાગશે રે લોલ. ૩૯
એવી વાણી તે જઇ કાન કે, હિમાચળ કને રે લોલ;
લઇ સૈન્ય ને તૈયાર થજો કે, જુધ કરવા સારૂ રે લોલ. ૪૦
લઇ ત્રિસુલને પારવતી કે, ત્યાંથી ચાલીઆં રે લોલ;
ખાસ પટ કટારી માંહ કે, કાલીની અણી ભલી રે લોલ. ૪૧

માર્યો સુંભ નસુંભ અસુર કે, લોકો ખુશી થયારે લાલ
પામ્યા દેવ સરવે સુખ કે, મનમાં આણંદ પયેરે લાલ ૪૨
માગી સૈન્ય જવા લાગ્યું કે, પોત ના ઘર ભણીરે લાલ;
દેવ સરવે ત્યાંઉ મળી કે, પુષ્પની વૃષ્ટી કરીરે લાલ. ૪૩
જ્યાં પારવતી બાપને ઘેર કે, સુખ ત્યાં પામીઆંરે લાલ;
થયાં સરવે ઉલ્લાસ ઘણું કે, દુખ સહુ ગયાં જયારે લાલ. ૪૪
એવે આવ્યા નારદ મુન્ય કે, પરણવાનું લાવીઆરે લાલ.
સુણો હિમાચળ તમો રાય કે, માગુ શીવનું લાવીયારે લાલ
તેયા થયાં ખુશી સઉ સાથે કે, વેહેલા આવજોરે લાલ;
જાન લેઈને તઈયાર થાજો કે, વિસ્નુને લાવજોરે લાલ.
ત્યાંથી નારદ ગયા કહુ કે શિવ તો આણંદ થયારે લાલ;
પછી વાત વિવાહની કહી કે, મેં તો ન કદી કરયુંરે લાલ ૪૭
પછી જાન કરી તઈયાર કે, આવી પરવત બારણેરે લાલ;
જોજો જાનનો પરિવાર કે, ભુત પ્રેતને કારણેરે લાલ. ૪૮
કરી જાન તઈયારને બેઠા કે, શિવ વાહુને શહિરે લાલ;
આવ્યા તે તોરણની પાસે કે, નિનકા પુંખે નહિરે લાલ. ૪૯
ત્યારે આવ્યા વૈકુંઠનાથ કે, શિવ તમે સાંભળોરે લાલ;
મુકો આવો તે તમે વેશ કે, કરો સુભ સાભરોરે લાલ. ૫૦
પછી જુવાન થયા વર રાજા કે, તેજ કોટી સુરજ તણુંરે લાલ
પુંખો નિનકાજી વર આવ્યા કે, તમને કહુ ઘણુંરે લાલ. ૫૧
પછી પુંખ્યા તે વર રાજા કે, બેઠા મંડપ માહિરે લાલ;
હિમાળા સાથે કન્યા દાન કે, રાજાએ દીધા તહિરે લાલ ૫

ભણશે ગાશે નર નારકે, વઇકુંઠ પામશેરે લાલ;
કડી બોતેર પુરી થાયકે, દુઃખ સઉ વામશેરે લાલ. ૭૫
કહે છે શંકરલાલ કે, ગંગારામજીરે લાલ;
અમદાવાદ ખેડામાં વાસ કે, સઉ સભા રાજીરે લાલ. ૭૬
સંવત ઓગણીશ બત્રીશાકે, શુભ છે માહા શુદીરે લાલ;
શુભ તીથી આઠમને ગુરૂવાર કે, પ્રસંન થયાં માતારે લાલ. ૭૭

## પ્રભાતિયું.

ધ્યાન ધર ધ્યાન ધર ધ્યાન હિંગળાજ તણું,
જે થકી દુઃખ તે સરવે નાશે; ધ્યાન ધર૦ ૧
આપશે સુખને ટાળશે દુઃખ તે,
જે થકી કામ તે સિદ્ધ થાશે; ધ્યાન ધર૦ ૨
સરવ તે સાંભળો મુકી મન આમળો,
આસો હિંગળાજ તણી સર્વ દ્વારે, ધ્યાન ધર૦ ૩
હિંગળાજ માત છે જગતની તાત છે,
આપ બિરાજે આશોલ માંહી; ધ્યાન ધર૦ ૪
જઈ પૂજન કરી કષ્ટને પરહરો,
નામ હિંગળાજ તણું સર્વ ગાજે; ધ્યાન ધર૦ ૫
સંવત ઓગણીશ સાલ બત્રી તણી,
માહાના માસ તે ગંગો ગાયે; ધ્યાન ધર૦ ૬

## लावणी.

આરાસ મધે તું બિરાજે, ગાતાં હિમને નામ;
બ્રહ્મા વિષ્ણું મહેશ્વર મુની, ધરે હૃદેમાં પ્રેમ. ૧
આરાસુરમાં માત અંબિકા; ચુંવાળ બહુચર બાળી;
દક્ષિણમાં તુળજા ભવાની, પાવાગઢ મહાકાળી. ૨
હિમાચળકી પુત્રી તું મૈયા, ચંડ મુંડકા લીયા પ્રાણ;
બાંડો મુગલકું મારી નાંખ્યા, દીન રક્ષા કરે જાણુ. ૩
કૃપા કરનેકુ માત આવી તું, આપી પરમત જેના;
મેરા કહ્યા જબ ન માને, રૂધીર ઉસકા પીના. ૪
હરથી લેકર મેં જાગી, સ્નાન કુંડમાં કરવું;
બાંડો મુગલકુ મારીને હું, રૂધીર પાન તો કરવું. ૫
જુદ્ધમાં તો મેં જાગી, મારૂં મુગલને બાવી શીર;
અરજી ઇસકી પુર ન હો ગઇ, કૃપા કરે જગદીશ. ૬
સંવત ઓગણી બત્રી સાલે, કૃપા કરે હિંમત ભારી;
શાકરલાલ કહે ગંગને, દરશન કરવા જાઉં દાડી. ૭

—✣—

## बाळा धनुर्धारी बहुचरानो गरबो.

રાગ ધોળ.

ગુરૂ ગોવિંદને પ્રણમી નમું, શારદાને નામું શીશ જોને;
કવિજન સરવેને કહું સાચું, કોઇ ન ધરશો રીસ જોને. ૧
નથી ભણ્યો હું પિંગળ શાસ્ત્ર, નથી જાણતો કાંઇ કાવ્ય જોને

કરતી હરતા ઈશ્વર સ્વામી, સાંભળજો ધરીને ભાવ જોને ૨
ગુજરાત મધ્યે શેહેર અમદાવાદ, શોભા તેની ભારી જોને;
શાહાપુર જીલ્લો તેમાં કહીએ, તેની રચના સારી જોને. ૩
શાહાપુર દરવાજાની પાસે, રૂડી ખૂણાની વાડી જોને;
દરશન કાશી વિશ્વનાથનાં, પાસે બહુચર માડી જોને ૪
ત્યાં ધનુશાખાડી માની જગ્યા, શોભે ત્યાં ફુલવાડી જોને;
દરશન કરવા હડાડીએ જાતો, દીઠી આંબલીની ઝાડી જોને ૫
તે જગ્યા ઈંદ્રાપુર સરખી, ત્યાંતો બહુચરનું ધામ જોને;
દેવળ કરાવ્યું શાહાપુર મધ્યે, નામ ભવાનીશંકર જોને. ૬
તેતો એકુવા બ્રાહ્મણ કહીએ, જેને માજી ઉપર ઘણું વહાલ જોને
તેના સુત સાકરલાલ છે, ને મિત્ર છે કાળીભાઈ જોને ૭
જાત કહું બ્રાહ્મણ મોટા, વાસ ખાડકે ઓળખાય જોને;
હીઉપર ભાવ જેને, તે નર સુખીઆ થાય જોને. ૮
માટે માગું વિનતી એજ, કૃપા કરે બહુચર માત જોને;
પુર્વ પાસે લાલજી બેઠા, બાપા ઘણેરા ભરાય જોને.
પશ્ચીમ પાસે મહાદેવજી બેઠા, તેની શોભા સારી જોને. ૧૦
ઉતરે તો માજીનો ગોખ બિરાજે, ને દક્ષિણે છે ઓટલી જોને
સામો તો તગરી ફુવારો સારો, પાસે છે બાગનાં ફુલ જોને
તેમાંતો એક બાવી સારી, આપેછે પરસાદ જોને;
પરસાદ આપી લોકને રિઝવે, તેમાં નથી વિખવાદ જોને. ૧૧
આજોલે તો નેણારે આવ્યું, ભાગ્યે કરી મેહેર જોને;
નીકર કોઈ તો આફવારે જાત, ન રહેત કંઈ નિશાન. ૧૩

માટે કહું સજ્જન તે કરો, માડી માની સેવા જોએ;
દુખ ભુખ બહુઅર ટાળશે, પ્રસંન થશે સહુ દેવ જોને. ૧૪
માટે અરજ માડી સાંભળો, કરો સહુ જઈ ત્યાં વાસ જોને;
કર જોડીને કહુંછું એટલું, સાંભળ અંબાદાસ જોને. ૧૫

---

# माता हिमजानो हीमचो.

દોહરો.

ગુરૂ ગણપતિને વંદું, સમરૂ શારદા માય,
અવિચળ વાણી આપજો, જેમ હમચો પૂરણ થાય ૧
હમચો શ્રી હિમજા તણો, વરણવું બહુ કરજોડ;
સહાય થજો મા શારદને, પુરજો મનના કોડ. ૨
અસુર અનેક સંહારીઆ, વિશ્વમાં તારી હાક;
આયુધ ત્રિસુલ કરથી ધર્યાં, મા ચંડ નહને ડાક. ૩
ડાક ડમરૂંઆ કર કરયાં, દાનવનાં કાઢયાં પ્રાણ;
એક જીભે કેમ વરણવું, મા હિમજા કરો કલ્યાણ. ૪

દેશી ચાલતી. રાગ ચોપાઈ જેવો.

કલ્યાણી મા શારતી કહુંછું વિવેક,
ધર્યાં બહુ રૂપ તેનો ના આવે છેક. ૫
અકલ અનેક ને રૂપ અપાર,
ન લહુ મા ગુણ શણગારનો પાર. ૬
સદા સુખ આપો દાનીકુ કાયા,

ત્રિનો ત્રિનેત્રિક અધિક પ્રતાપ. ૭
અવતાર અવતારનાં પ્રાશ્ચિત કાપ્યાં,
સદા શિખા જીવકને ઉધાર થાપ્યા. ૮
માતા હિમજ માનું ધરૂં હું ધ્યાન,
આપ પુજે માન અનુપમ દાતાન. ૯
વદનમાં કોટી રવિ તણું તેજ,
આરાધે ઇંદ્ર મુનીંદ્ર અનેક ૧૦
હિમજ માનુ કંઈ કેવી હું વખાણું,
તને નવ પુજે તે પાપી અજાણ. ૧૧
સુરાસુરી વેણુ આગળ પ્રમાણ,
તેમાં વળી સોપુંણુ રાખડી જાણુ. ૧૨
લલાટે આડું શોભી નવરંગ,
માજી તારાં લોચન જાણે કુરંગ. ૧૩
અણીયાળાં આંખમાં કાજળ સાર,
સેવા પછી જીવકને ભવ તાર. ૧૪
અહુ મુખી નાકમાં મોતીની વાળી,
માજી તારા દાંત વખાણું વળી ૧૫
તેતો જાણે પાકા દાડમ કેરી કળી,
હો આંગળી સોળા કેરી ફળી. ૧૬
અધરનો રંગ જેસો પરવાળ,
કરે હિમ ચુડીને નંગ અપાર. ૧૭
અહુ મુખી રતનો કોટમાં હાર,

આવે દેશ દેશના સમાચાર. ૨૮
મળી સર્વે કર્યો ઈષ્ટ યુગલ,
બેઠા પાદશાહ બોલી મુગલ. ૨૯
ચાડી કીધી ઝારોળની શહિ,
વસે હિંદુ નગ્રમાં અસુરજ નહિ. ૩૦
પૂર્વી કેરૂં ધન્ય ભરયુછે જ્યાંહ,
વસે સઉ વિપ્ર વણિક છે ત્યાંય. ૩૧
વસે ત્યાં હિંમજા ભવાનીજ થકે,
તેથી કોઈ અસુર જઈ ન શકે ૩૨
એવી વાત સાંભળી બાદશાહે જ્યારે,
ઉભા થયા દુષ્ટી કુબુદ્ધિ થઈ ત્યારે. ૩૩
મુખ થકી બોલ્યો ઝારોળ લેવું,
પછી અંન ને પાણી મારે પીવું. ૩૪
બુધિ કરી સેન્યાને જેણીવાર,
લઈ ફોજ ચાલ્યો લેતો તત્કાળ ૩૫
આવી ફોજ સૈન્ય તણો નહિ પાર,
વિંટયું ઝારોળ નગ્ર અપાર. ૩૬
ઘણાં વન વૃક્ષને ચોફેર ઝાડી,
આમ્ર દીઠી દુધ કેરી ધારા વાડી. ૩૭

રાગ ઢાળ. દોહરા જેનો.

ઝારોળ નગર તે વિંટીઉ, મોરચા ઘાલ્યા સાર,
નોબત નગારાં ગરગડે, બાંબ નાદના ધમકાર. ૩૮

શહેરમાં કોઈ જાણે નહિ, એવું માતાનું સંત;
વિપ્ર વાણી સ્તુતી કરે, મા મોટી તારી ગત. ૩૯
આએ વિપ્ર વણિકે, તમે કોઇ ન જશો બહાર;
આપણી તરફ તે આવશે, ચંદ્ર સુર્ય નિરધાર. ૪૦
ચંદ્ર સુર્ય બે આવીઆ, માને કરયો પ્રણામ;
આજ્ઞા આપો જો માતજી, કરીએ તમારૂં કામ. ૪૧
વળતું હિમતન ઓચરે, તમે સાંભળજો મારી વાત;
દિને લડાઈ સુર્ય કરે, આએ ચંદ્રને સોંપી રાત. ૪૨
ચંદ્રમા વળતું ઓચરે, આઇ સાંભળો મારી વાત;
વચન કહ્યું તે શિર ધરયું, નહિ આવું અમાસની રાત. ૪૩
અમાસે વાસો વૃક્ષમાં, હું નહિ આવું તે રાત,
તે વાત સાંભળજો તમે, હું સાચી કહું છું વાત. ૪૪
પછી લડાઈ નિત્ય નવી કરે, બાદશાહ શહેર સગાથ;
શહેરમાં કોઈ જાણે નહિ, તે ક્યાં ઉગે દિન રાત. ૪૫
એમ કેટલાં વર્ષ ચાલીયાં, લડ્યાં વર્ષ તે બાર;
અસુર મુખથી એમ કહે, તમે મુકો એકાકાર. ૪૬
માજીએ વાર્યા હતા, વિપ્ર વણિકને સાર;
રખે જઈને કોઈ કહો તમે શહેરના સમાચાર. ૪૭
વણિક હતો એક કોટમાં, તેના બાપનું આવ્યું શ્રાધ;
તેને મળ્યો વિપ્ર શહેરનો, તે બંનો બધા સંગાથ. ૪૮
શહેરને વિપ્ર સરાવીયો, કોટના વણિકને સાર;
વણિકે માંડયું પુછવા, કહો શહેરના સમાચાર. ૪૯

વિપ્ર વળતું એમ, અહિં વઢેછે ચંદ્ર ને સુર્ય;
ગત ગઈ છે તાહરી, મુદે ફજેત થાય અસુર. ૫૦
વણિક આ ચો હોજમાં કહ્યા તે સમાચાર;
ચંદ્ર સુર્ય લડાઈ કરે, તે તમને મારૂશે નિરધાર. ૫૧
હું કહું તે સાંભળો વઢવા તણી છે વાત,
હલ્લા કરો સઉ સામગ્રી, દિન અમાસની રાત. ૫૨
તે દિન ચંદ્ર ઉગે નહિ, એમ વણિક ભાળ્યો ઠાર;
વણિક મેતો નવ કીજીએ, જેણે કહ્યા તે સમાચાર. ૫૩
રાત આવી અમાંસની, થઈ હલ્લાં ચારે મેર;
તે દિન ચંદ્ર ઉગે નહિ, બાઈ શી થાશે હવે પેર. ૫૪
ત્રિપુરા નામ નદી તણું, સર્વ તિર્થમાં સાર;
આગે વિપ્ર વણિકને વારીઆ, તમે જાશો નહિ પેલી પાર.
પછી લડાઈ જારી કરી, દળ લાગી તે ચાર;
માન્યું વારયું નવ કરયું, ઉતરયા અરાણુશા પાર. ૫૬
અસુરે માંડયા મારવા, ત્યારે ગાએ ન ભાળી મેર;
વાંક છે વિપ્ર વણિકનો, પછી લેવાણું તે શહેર. ૫૭
વિપ્ર વણિકને લાવીઆ, શ્રી હિમતજીની પાસ,
માંગામાં કાઢી પીલીઆ, સર્વના કાઢયાં નાશ. ૫૮
દુષ્ટ કર્મ કીધું ઘણું, તે માએ સહ્યું ન જાય;
વાંક છે વિપ્ર વણિકનો, પછી આપ કુવામાં જાય ૫૯
કુવામાં પડી કાલીકા, અસુરને દીધો શ્રાપ,
પાદશાહ દિલ્લીમાં નડી રહે, કળીજુગમાં તે ચાર. ૬૦

હાથ અસુરના ભાગીઆ; ઘણાકમાંથી સાર;
તેમાં દ્વાદશ ઉગારીઆ, નામ રાખવા નિરધાર. ૬૧
કળીજુગમાં તે પારખ્યું, ઘાણી ઝારોળમાં કેહેવાય;
વણિક વિપ્રને પીલીઆ, તે હાડ લાડીઆળા થાય ૬૨
પુત્ર પાંચ કાશી તણા, વિપ્ર ઝારોળા સાર;
ઓઘડનાથને પુજતાં, તેને ધન લાધ્યું અપાર. ૬૩
વળતા હિમજા ઓચરે, મારૂં ઉરૂ કરો નિરધાર;
પત્ર કરીને ચાલતા, તો થાશે જય જયકાર. ૬૪
વિપ્ર જન દશ તણા, ચોકા તે સુંદર સાર;
તેણે પત્ર કીધા ઘણા, ચોકાને આકાર. ૬૫
માજીને ગમતું હતું, તે નિપજ્યું આ કામ;
ભાગી ઉગારયા તમે, મા તેની પુરો હામ. ૬૬

હવી ચાલતી. રાગ ચોપાઇ જેવો.

કરૂં સ્મર્ણુ ને તમે પૂજારે કરો,
શરણું મારે રેહેશો તો થશો વધારો. ૬૭
જેને હોય સ્થાપનાનું મન માંડી,
તેતો આવજો ઝારોલ માંહી. ૬૮
ઈંટ કુવા તણી લેજો સાર,
વસો જઇ દેશ દેશાંતર પાર. ૬૯
કરો પુજા તો આપુ ભંડાર,
વળી આપુ દુધ પુત્ર ને નાર. ૭૦
વળી આપુ સુખ દોલત વિવેક,

કરે વળી હોમ હવન વિવેક. ૭૧

રાગ ઢાળ. દોહરા જોવો.

પ્રથમ હિમજાને પૂજતો, તે દિન વખતે નિરધાર;
સર્વ નાતમાં શીરોમણી, નાત ઝારોળી સાર ૭૨
ધર્મ નિયમ પાળે ઘણું, વળી પાળે આચાર;
આર ખાંપત જાણે નહી, નાત ઝારોળી સાર. ૭૩
સંવત અઢાર અગીઆરમાં, થયો ઝારોળમાં સાર;
કિરપા ઝારોળા ઉપર, હિમજાની હતી સાર. ૭૪
આર ખાંપત આવી ઘણી, તેની કહું છું વાત;
સગાં સંબંધી ઓળખે નહિ, પછી આવે લાતોલાત. ૭૫
પૂજા તો પડતી રહી, ત્યારે કોપ્યાં માત;
રૂઠયાં તે તુટયાં કહી, તે કહોને સાચી વાત. ૭૬
તમે બીજા દેવને ઓળખો, મને ન માનો જોય;
માનતા માનો અવરની, મારે મંદિર ન આવો કોય ૭૭
તમે દુઃખ વેળા સમરણ કરો, આવો જઈએ માને દ્વાર;
મને વિપ્ર વણિક પુજે નહિ, પછી મને ચડાવે આળ ૭૮
હિમજાએ વાણી કહી, તમો સાંભળજો શહુ છેક;
હમણાં તો બોલું નહી, વર્ષ ચાળીશ ને એક. ૭૯
એવું મુખથી ઓચરયાં, ત્યારે શેવક થયા ધિક્કાર;
પછી નિત નિત ઘટતી થઈ, પછી વર્ષ આવ્યું સાર. ૮૦
સંવત અઢાર એકાવને, તે આવ્યો નિરધાર;
ઝારોળા બુધિવાન થઈ, મન સાથે કરે વિચાર. ૮૧

વળી માની પુજા કરાવીએ, કરીએ નિત્ય દરશન;
હિમતન માથી એમ કહે, હું થઈછું હવે પ્રસંન. ૮૨
વિપ્ર શંગાદાસને, પુજા તે સોંપી સાર;
વંશ અનુસર આપતાં, પચો જરાનો ઉચ્ચાર. ૮૩
ભાદરવા સુદી છઠે, દિનમાનો કહેવાય;
હોમ હવન પુજા કરે, ત્યાં માતુની મંગળ ગાય. ૮૪

દેશી માલતી. રાગ સોપાઇ જેવો.

ગાએ ગીત અનોપમ રંગ,
વાજે ત્યાં પંચ શબ્દને સંગ. ૮૫
ગાએ ત્યાં ગાંધર્વ ગાન અપાર,
ઝાલ્લા વિપ્ર વેદ જપકાર. ૮૬
મળી સર્વે નારી મનોહર રમે,
જમે નાત તે માણને ગમે. ૮૭
પ્રથમ નૈવેદની પુરે થાળ,
થાએ આરતી ને વાગે તાળ. ૮૮
જેમ વિપ્ર વણિક નર નાર;
વધ્યું માતાનું તેજ અપાર. ૮૯
એવી નઉતમ લીલા રે થાય,
એ જોઈને કોઈને હરખ ન માય. ૯૦

રાગ ઢાળ. રાગ દોહરા જેવો.

હેત વાધ્યું અતિ ઘણું, થાએ ધુપના ધમકાર;
કુમકુમ કેસર સુંદરી, ઘટડી શોભીતાં શણગાર. ૯૧

અજપાળાં વિષ વિષ તણાં, નાળીએર નાગરવેલ;
અતીત શોહાગણ ટોળાં મળી, ગાએ ગુણની રેલ ૯૨

દેશી ચાલતી. રાગ ચોપાઈ જેવો.

ગાએ ગીત મળી સરવે નાર,
આસે મુખમાં મંગળ ચાર. ૯૩
આજ તારે કંઠે એકાવળ હાર,
આજ નારી નથણીનો ચંદ્રાકાર. ૯૪
આજ તારૂં મુખડું જોતાં દુઃખ જાએ,
ઘડી એક સ્મરણથી સુખ થાએ. ૯૫
આજ કોઈ શેવકને દુઃખ પડે,
તેતો મંદિર આવી રડે. ૯૬
વળી તેતો સુખ પામે નિરધાર,
એવું સત કાંપે તારૂંજ થાય. ૯૭
બળદાઈ મા બળ તારૂં છે સત્ય,
સોહોને વાધ્યા આપે દિન પ્રત્ય. ૯૮
વાંઝીઆને આપોછો તન,
ભુખ્યાંને રાજ આપો અંન. ૯૯
વળી પાંગળાને આપોછો પાય,
અંધા હોય તે દેખતો થાય. ૧૦૦

રાગ ઢાળ. દોહરા જેવો.

સહાય થજો મા હિમજા, કવિતાને રસના એક;
રવિ શશિ જ્યાં સંચરે, ત્યાં તારો કર વિવેક. ૧૦૧

વિવેક લાવો પધરો, જમતી ચોરાશી ન્યાત;
પાનીઆ આપી સર્વને, તે પૃથ્વીમાં પ્રખ્યાત. ૧૦૨
કુંજ બન્યા સોના તણા, રૂપા કેરા થાળ,
ઝારોળા ત્યાં ઉડીઆ, જમવાને તત્કાળ. ૧૦૩

દેશી ચાલતી. રાગ ચોપાઈ જેવો.

હિમજા માત બોલ્યા હરી સુખકારો,
સંવત અઢાર બાસઠથી થાશે વધારો. ૧૦૪
એમ કેટલા વર્ષ તે ચાલીયું તેવારે કહુંછું નેક,
તેતો સંવત ઓગણીસેને ઉપર એક. ૧૦૫
અંત ફૂગે મુઠગી પાળી ગઈ ત્યાં એક,
તે રૂમે માજીને સહ્યો બહુ ટેક. ૧૦૬
ઠેકાણું પાળાનું જીરણ ગઢમાં સાર,
ભદ્ર કુવો હિમજા તણો થયો પાળી આકાર ૧૦૭

રાગ ઢાળ. દોહરા જેવો.

હિમજાએ વાણી કહી, સાંભળજો શહુ બાળ;
કળીયુગ આવ્યો ઢુંકડો, ધર્મનો ખુટયો કાળ. ૧૦૮
પૃથ્વીમાં ત્રણ વસેછે હવે, તેના કહુંછું નામ;
બંભ આભા ઝારોળા, તેનું કળીજુગમાં નથી નામ. ૧૦૯
ધર્મ નિયમ જે પાળશે, તેનું કળીયુગમાં નહી કામ;
એ ત્રણ વસ્તુનું કહું, કળીયુગમાં નહી ઠામ. ૧૧૦
સમરણ કરતા માતાજી તણું, સુખીઆ થયા સહુ ધામ;
જે આ હમચી સાંભળે, તેની પાચે મનની હામ. ૧૧૧

ઢ્ઢગી માલની રાગ ચોપાઇ જેવો.

પુરૂ હું તો સર્વે શેવકની હામ,
આવે મારે શરણે તેનું દેખાડું રામ. ૧૧૨
જે કોઇ હમચીનું સ્મરણજ કરે;
તેતો ભવ સાગરથી તરે. ૧૧૩
તેતો નિચ્ચે સુખ પામે નરનાર;
એવું સતયુગ કાળમાં તે સાર. ૧૧૪
કહું તેતો સાંભળો સર્વ ધણિ;
સહુ જન રહેજો માજીને શરણિ. ૧૧૫
તમે સહુ કરજો પુન્યનું કામ;
જેથી મળશો તમે સુંદર શ્યામ. ૧૧૬
ગુજરખંડ એટકપુર ગામ;
વસે મનોર સુત ગીરધર નામ; ૧૧૭
તેના પુન્ય તણો નથી પાર;
મનમાં હરખ વાધ્યોછે અપાર. ૧૧૮
તેડયા બાધવ મોતીરે છે નાગ;
તે છો એટકપુરમાં ઠામ. ૧૧૯
તેણે કરયું પરમારથ કામ;
તેડ્ડ સરવે વિપ્ર લખીનેરે નામ. ૧૨૦
લખી પત્રિકાઓ ઠામેરે ઠામ;
કાનમ પાટણ ને કચ્છજ ગામ. ૧૨૧
જુનાગઢ ને ખંભાતી જોડ;

તેડ્યા સર્વ વિપ્રને કોડે. ૧૨૨
નિત્ય નિત્ય નવા બનાવેરે પાક;
પોતે તળે ત્યાં ઝાઝાંરે શાક. ૧૨૩
કરે જમણ ને ત્યાંરે વિપ્ર;
દક્ષણા સંપૂર્ણ રીતેરે દીધી. ૧૨૪
આપ્યું જળ પત્રનુંરે વાસણ;
તેમને હિમજી થયાંરે પ્રસન. ૧૨૫
ત્યાં તો મળ્યા જનમતને ચોરા,
બઉ કરજોડીને નામુંરે શીશ. ૧૨૬
પછી વિદાય કર્યા તે સર્વને ઠાર;
વિપ્ર પોંચ્યા તે સૌહુને દ્વાર. ૧૨૭
સંવત ઓગણી તણી તેતો સાલ,
કરી પુન્ય ને બાંધીછે પાળ. ૧૨૮
વળી વિચારયું મનમાં પોતે સહી,
દેરૂ હિમજીનું બનાવ્યું તહીં. ૧૨૯
ચ્યારે પાસે છે વળી ધર્મશાળા,
વાગે ઘંટ ડંકા ખુબ છે પ્યારા. ૧૩૦
કરયું સદાવ્રત તેનેરે ઠામ,
સંવત ઓગણી ચોત્રીરે નામ. ૧૩૧
ભોળાવો તેડ્યો રકુમાં સહી,
મનોર સુત હરજીવને તહીં. ૧૩૨
અક્ષર અક્ષરમાં આઠ અપાર,

કવિતાને દોષ દેશો ન લગાર. ૧૩૩
મારી મતિને વરણવ્યું અનેક,
તમારી કૃપાથી કર્યો બહુ વિવેક. ૧૩૪
જોડી હિમચી તેનો કહ્યું રે ઠામ,
સોરઠ દેશમાં જીરણપૂર ગામ. ૧૩૫
મોહન સુત જેઠો મારૂં નામ,
હિમજા માને કરૂં પરણામ. ૧૩૬
જોડી હિમચી તેનો કહ્યું નેક,
સંવત અઢારસે નેવે એક. ૧૩૭

રાગ ઢાળ. દોહરા જેવો.

જોગનાર જુગમાં રહે, જેનું સોરઠ ખંડમાં ધામ;
શેહેર કહાવે જીરણપુરી, વિપ્ર નાગરા નામ. ૧૩૮
તેને કૃપા નાગરી હતી, આગમસુરી પુરો આશ;
જે આ હિમચી સાભળે, તેનો વૈકુંઠ થાશે વાસ. ૧૩૯

---

## હિમજાના ગણધારનો ગરબો.

પ્રથમ દેવ દુંદાળો સ્વામી, સત્ર ભુવન રાખે રાખે તારે;
કર જોડીને પાસે ઉભો, કંઇક કહું સુખકારી ઉચ્ચાર. ૧
સાચી વિદ્યા સરસ્વતિ, હું લાગુ પેહેલા તમને પાય;
ગરબા ચોપાઇ છંદ દોહા ગાવા, મન મારૂં લાગ્યું હરખાય. ૨
એક સમયે મેં અચરત દીઠું, જોવાનું મન લાગ્યું આપ;

ભાદ્રપદી-શુદ્ધ શષ્ટી દિને, મા પારે મન્ત ગમેરા થાય. ૩
હિમાચળની સુત હિમકન, ગરોળમાં બિરાજે આપ;
પ્રાણી માત્ર જે સઉકો કહાવે, જુગમાં કરે તારો જાપ. ૪
સોનાનું કુંડી શોભે સારી, બંગાજળ ભરીયું સાર;
સારી કોમળ કળશ બિરાજે, મા સ્નાન કરો વારંવાર. ૫
સરણાં ચોળી સજીઆં સારાં, સાળુએ તો કસબી કોર,
તનમનીયું ને તુરી હાસડી, વળી ઘુઘરીઓ કરતી ઘોર. ૬
સિંદુરથી મા સેંથો પુરો, ખુબ કરીને બાંધી વેણ;
કાને કુંડળ શોભે સારો, વાગે ઝુમણાં વિશે ત્રણ. ૭
હીરા મોતીને રત્ના જડી, સોનાનું વાળી શોભે નાક;
કરમાં ફરકી ત્રિશુળ ઘમકે, જેમ વિજળીનો થાય ચમાક. ૮
હાથમાં કુમકુમ શોભે સારાં, દીસે કર રાતા ચોળ;
કેશર અરચા કીધી પોતે, પુષ્પ ભરયાં સાવે તંબોળ. ૯
બહુ અમુલી ચુડી હાથે, ચંદ્ર સરખું લાગે તેજ;
અણીઆળી મા તારી આંખડી, સુરજ સરખી શોભે સેજ.
કાંબી કડાં ને વળી વિછુવા, પેહેર્યા પગમાં પાની સુધ;
નવ ગ્રહતો પારે આવ્યાં, સોમ શનીશ્ચર આદ બુધ. ૧૧
બ્રહ્મા વિષ્ણુ શંકર સાથે, દેવપુરી જે આવ્યા ગામ;
વશીષ્ટ આદ સર્વ પધારયા, રૂષી લડવા બાંધે હામ. ૧૨
બહુચર બાળી બાવાવાળી, દક્ષિણવાળી તુળજા માત;
આરાસુરથી અંબા આવ્યાં, ચક્ર લેઈ પોતે પ્રખ્યાત. ૧૩
આદિ નિરંજન સર્વ પધાર્યા, પાડળ પેહેલું આવ્યું કામ;

નારદ રૂશી તેતો આવ્યા, પાછળ તેતો સઉથી એવ. ૧૪
દેવસ્થળથી શોભા સારી, ઇંદ્ર પતિતે આવ્યાં ત્યાંય;
નગ્ર સર્વ વૈકુંઠ વસાવ્યું, હિમાચળ સુત બેઠા ત્યાંય. ૧૫
સુરજ મંગળ ગુરૂ પધાર્યો, સુક્રે સભા દીઠી દેવ;
વળી બુધ સ્વામી પોતે આવ્યા, આવ્યો અરજુન વરૂણ તતખેવ.
અશ્વથામાં અગસ્ત રૂશી, વાલ ખિલને બાર દ્વાર;
યમ દગિન આવીને ઉભા, કશ્યપ કરેછે કાજ. ૧૭
કાત્યાયનીને પાગસુરજી, આવ્યા ત્યાંતો સી સુકદેવ;
યજ્ઞશાળામાં રૂશી પધાર્યા, કરવા લાગ્યા માની શેવ. ૧૮
યજ્ઞ ક્રિયા તો કરી ચાલતી, સ્વાહા સ્વાહા ભણે સઉ મુન્ય;
એગણી કવચથી યજ્ઞ કર્યોને, પછી કર્યાં ત્યાં ઝાઝાં પૂન્ય ૧૯
જવ તલ ધૃતથી હોમ કરીને, પાયસા નથી કરેચા તૃપ,
યજ્ઞ પુજા કરી રહીને, સહુ ભણે ત્યાં જય જય વૃત. ૨૦
ધુપ આરતી નૈવેદ કરીને, હોમ્યાં ત્યાંતો શ્રીફળ પાન;
અપછરા નૃત્ય કર્યું રહી ત્યાં, જાચકને દેછે દાન. ૨૧
હોમ યજ્ઞની પૂજા કરાવી, સર્વ ગયાં પોતાને દ્વાર;
કહી બાવી સંપુરણ કરી, માને ભજવા વારંવાર. ૨૨
ગરબો ગાયો ભાદરવામાં, વદ અંબાજી બીજે સાર;
ગરવો તો ગુરૂવાર હતો, હિમકન સેવા કરેજે વાર. ૨૩

દોહરો.

ભામે બીજને સાંભળે, હિમકન પુરે આશ;
આઇજાનને ગંગ કહે, માજી રાખો અગને પાસ. ૨૪

ભીમજી ભાની આરતી, જે કોઇ ગાશે; (મા જે કોઇ ગાશે)
પામે આતમારામ, સુખ સંપત થાશે જયદેવી. ૧૧ જય શ્રી૦



દોહરો.

ગુર્જર ખંડ સોહામણો, રૂડું છે બેડા ગામ;
વીપ્ર ઝારોળા તણા, નામે મંગારામ. ૧
લખી કરી મેં વીનતી, કોઇ ન ધરશો રીસ;
સાકરલાલ તમને કહે, કૃપા કરે જગદીશ. ૨

समाप्त.

સુભિચ્છીત મુરબ્બી ભાઈ નરોતમ મહાશંકર.

મુ૦ ભાણી.

હું ઘણીજ નમ્રતા પુર્વક અરજ કરૂંછું કે જે દીવસથી મારૂં ને તમારૂં મળવું થયેલું તે દીવસથી તમે મારા પર પોતાના પુત્ર કરતાં પણ અધીક પ્રેમ રાખેલો, એટલુંજ નહી પણ સ્વજ્ઞાતીમાં કોઈ રૂડો નીકળે એવી આપને આહના હતી, પણ આપનું મૃત્યુ થવાથી હું ઘણોજ દીલગીર છું. વળી આપનો પુત્ર કાળીભાઈ પણ મારાપર ઘણોજ સ્નેહ રાખે છે માટે આ ચોપડાની અંદર આપનું નામ દાખલ કરવું તથા મારો તમારા પર તથા કાળીભાઈ પર ઘણોજ સ્નેહ છે તે જણાવવા સારૂ આ બધુ પુસ્તક આપને અરપણ કરૂંછું તે આપ સ્વીકારશોજી.

તા૦ ૮-૩-૭૬ { (સહી) આપનો આગ્નાંકીત સેવક,
{ સાંકરલાલ ગવરી શંકર વ્યાસ.

